## ભાગ ૦ ૨



☐ મૂલ્ય રૂ. ૭-૫૦






☐ લેખક : ગિજુભાઇ બધેકા   સજાવટ : આબિદ સુરતી





☐ પ્રકાશક : આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૪૦૦ ૦૦૨ તથા અમદાવાદ - ૩૮૦ ૦૦૧

☐ પરિષ્કૃત દ્વિતીય આવૃત્તિ ૧૯૮૯ ☐ મુદ્રક : જયકર ઓફસેટ પ્રિન્ટર્સ શિવાકાશી - ૬૨૬૧૮૯

# મગર અને ગોવાળિયો

એક હતી મગર. એક વાર એણે વિચાર્યું – ચાલ ને આ નદીમાંથી નીકળીને તળાવમાં જાઉં! નદી તો સુકાઈ જવા આવી છે. રાત પડી એટલે મગર નદીમાંથી નીકળીને ચાલવા માંડી. અડધે રસ્તે આવી ત્યાં તો સવાર પડી. મગર કહે – હવે ચાલીશ તો કોક ભાળશે ને મારી નાખશે.

એ તો એક ખાડા પાસે પડી. પડખેથી એક ગોવાળિયો ઢોર લઈને નીકળ્યો. મગર કહે – ગોવાળભાઈ, ગોવાળભાઈ! મને તળાવમાં લઈ જશો?

ગોવાળ કહે – ના રે બાપુ! તું મને ખાઈ જ જાય ને!

મગર કહે – નહિ ખાઉં; જોજે, જરૂર તને નહિ ખાઉં.

ગોવાળિયાએ તો મગરને ઉપાડી તળાવ પાસે લઈ ગયો ને કાંઠે મૂકી. મગર કહે – ભાઈ!



મને પાણીમાં ઉતાર. હજી તો મારા પગે નથી પલળ્યા, હાથે નથી પલળ્યા; હજી તો સાવ કોરી છું. આ ગોઠણ સુધીના પાણીમાં લઈ જા.
ગોવાળ તો મગરને ગોઠણ સુધીના પાણીમાં લઈ ગયો. મગર કહે – ભાઈ! હજી તો મારા પગે નથી પલળ્યા, હાથે નથી પલળ્યા; હજી તો સાવ

કોરી છું. જરા કેડ સમા પાણીમાં તો લઈ જા?
ગોવાળિયો તો મગરને વળી કેડ સમા પાણીમાં લઈ ગયો. મગર કહે – ભાઈ! હજી તો મારા પગે નથી પલળ્યા, હાથે નથી પલળ્યા; હજી તો સાવ કોરી છું. મને ડોક સમા પાણીમાં તો લઈ જા?
ગોવાળિયો તો મગરને ડોક સમા પાણીમાં લઈ ગયો. ત્યાં તો ગોવાળિયાને મગર કહે – હવે તો હું તને ખાઈ જ જવાની. હવે તે કાંઈ મૂકું?

ગોવાળ કહે – એમ તે હોય? મેં તને તડકામાંથી અહીં આણી, ને હવે મને જ ખવાય? આ તો હું તારું સારું કરવા ગયો ત્યારે તું જ મને ખાવા બેઠી! આ કાંઈ ઠીક ન કહેવાય.
મગર કહે – પણ તને ન ખાઉં તો મરી જ જાઉં ને?
ગોવાળ કહે – એમ નહિ, ચાલો આપણે ન્યાય કરાવીએ. ત્યાં તો એક ગધેડો ભૂંકતો ભૂંકતો ત્યાંથી નીકળ્યો.
ગોવાળ કહે – હેં ગધેડાભાઈ! આ અમારો ન્યાય તો કરતા જાઓ? તમે ડાહ્યા માણસ લાગો છો.
ગધેડો કહે – બોલો જોઈએ, તમારો શો કજિયો છે?
ગોવાળે બધી વાત કરી. ત્યારે ગધેડો કહે – એ તો ભાઈ! દુનિયામાં એવું જ ચાલે છે. આ



જુવાન હતો, ને ડીફાંના માર ખાતો અને ભાર ઉપાડતો ત્યાં સુધી તો શેઠે મને રાખ્યો ને કામ કરાવ્યું. હવે ઘરડો થયો એટલે આ બે ડંડીકા મારીને કાઢી મૂકયો છે. આ દુનિયામાં ન્યાય જ અવળો છે. તું ભલું કરવા ગયો તે હવે ભોગવ. તને કોણે કીધું'તું કે તું મગરને ઉપાડીને પાણીમાં લઈ જજે? એમ કહીને ગધેડો તો ચાલ્યો ગયો.

મગર કહે – હવે હું તને ખાઇશ.

ગોવાળ કહે – ઉતાવળી થા મા. જો આપણે બીજાને પૂછીએ. ગધેડે એવું કહ્યું એમાં શું બધાં આવી ગયાં? એ તો કહે દુઃખનો માર્યો.

ત્યાં તો એક બળદ નીકળ્યો. ગોવાળ કહે – ભાઈ, બળદભાઈ! એ બળદભાઈ! આ જરા અમારો ન્યાય કરતા જાઓ ને?

બળદ કહે – શું છે કહો જોઈએ?

ગોવાળે બધી વાત કરી. બળદ કહે – એ તો દુનિયામાં એમ જ ચાલ્યું આવે છે. જો; આ જાત ચાલતી હતી ત્યાં સુધી તો શેઠે ઢસરડા કરાવ્યા; પણ અટકયા એટલે હાંકીને કાઢી મૂકયા! આ ગુણ કર્યો તો કે' અવગુણ કર્યો. મગર કરે છે એમાં નવાઈ શી કરે છે? એ તો એમ જ ચાલે છે.

મગર કહે – હવે હું તને ખાઈશ.

ગોવાળ કહે – બહેન! ઉતાવળી ન થા. હજી કોકને પૂછીએ.

ત્યાં એક શિયાળ નીકળ્યું. ગોવાળ કહે – અરે એ શિયાળભાઈ, શિયાળભાઈ! આમ તો જુઓ, આ અવળો ન્યાય? આ મગર રસ્તા ઉપર પાણી વિના તરફડતી હતી. ત્યાંથી હું એને તળાવે લાવ્યો ને પાણીમાં નાખી. ત્યારે કહે છે કે હવે હું તને જ ખાઉં!

શિયાળ કહે – એ તો મોટો અન્યાય કહેવાય. ઊભો રહે, હમણાં તને છોડાવું છું.

એમ કહીને શિયાળે તો...હુકી, હુકી! એમ કર્યું એટલે બધાં જ શિયાળ ભેગાં થઈ ગયાં. પછી બધાં શિયાળોએ ઘડીકમાં તળાવનું પાણી મોઢામાં ભરીભરીને ખાલી કરી નાખ્યું, એટલે





મગરબાઈ તો મરવા જેવાં થઈ ગયાં ને ગોવાળને છોડી દીધો.

મગર કહે – શિયાળિયા! યાદ રાખજે. તને કરમદાં ખાતું પકડીશ, ઊમરાં ખાતું પકડીશ; પણ પકડીશ, પકડીશ ને પકડીશ! જવા નહિ દઉં.

શિયાળ કહે – ભલે; તારાથી થાય તે કરી લેજે!

બીજે દિવસે શિયાળ વીરડામાં પાણી પીવા આવે તે પહેલાં મગર એમાં જઈ ને હલ્યાચલ્યા વિના સૂતી. શિયાળ પાણી પીવા આવ્યું.

એણે તો મગરને ઓળખી કાઢી.

શિયાળ કહે – આજે મારી માએ એમ કહ્યું છે કે વીરડામાં ગંદુ પાણી હોય માટે ખાડાનાં તાજાં પાણી પીવાં. એમ કહીને શિયાળે ખાડાનું પાણી પીધું ને ચાલ્યું ગયું.

મગર કહે – આ તો પકડાયું નહિ. કંઈ નહિ; કાલે હવે ખાડાખાબોચિયામાં જ જઈ ને બેસું.

બીજે દિવસે શિયાળ જ્યાં પાણી પીવા જાય ત્યાં ખાડામાં મગર દેખાઈ. શિયાળ સમજી ગયું. તે કહે – આજ તો મારી માએ કીધું છે કે ખાડાખાબોચિયામાં ગંદુ પાણી હોય માટે વીરડાનાં તાજાં પાણી પીવાં. એમ કહીને શિયાળે વીરડાનું પાણી પીધું.

મગર કહે – મૂઉં! કયે દિવસે હાથ આવવાનું? પછી તો મગર કરમદાના ઝાડ ઉપર ચડીને બેઠી. શિયાળભાઈ જ્યાં કરમદાં ખાવા આવે ત્યાં તો મગરે શિયાળનો પગ પકડ્યો. શિયાળ કહે – સારું થયું કે મારો પગ પકડતાં કરમદાનું ડાળું પકડ્યું. નહિતર મારા બાર જ વાગી જાત ના!

મગરે વિચાર્યું ... અરે આ તો ભૂલ્યા! મૂઆના ટાંટિયાને બદલે ડાળું પકડ્યું. એમ કહીને જ્યાં મગરે પગ ધારીને ડાળું પકડ્યું ત્યાં તો શિયાળ ભાગ્યું ને હી હી કરી મગરને ચીડવી.

પછી તો મગર શિયાળની બખોલમાં જઈ ને બેઠી ને ઉં ઉં કરવા માંડી. શિયાળભાઈ આવીને કહે – રોજ તો કોઈ બોલતું નથી, ને આજે કોણ બોલે છે? કોક નવતર આવ્યું લાગે છે. ચાલ ને એને બાળી જ નાખું!

એમ કહીને એણે બખોલ ઉપર કાંટા નાખી એને સળગાવી. સાથે બિચારી મગર પણ બળી ગઈ●

એક ડોશી હતી. તે એક વાર પાદર લાકડાં લેવા ગઈ. પાદર ચીભડાંના વેલા બહુ થયા હતા. તેમાં તેણે એક ચીભડું દીઠું. ચીભડું ખાવાનું મન થયું એટલે ડોશીએ તે તોડીને ઘેર આણ્યું. ડોશી તો હાથપગ ધોઈને જ્યાં ચીભડું ખાવા જાય છે ત્યાં ચીભડું બોલ્યું – મા, મા! મને ખાશો મા. હું તો તમારો દીકરો છું.

ડોશીએ તો અચંબો પામીને ચીભડાને એક કોરે મૂક્યું. થોડી વાર થઈ ત્યાં તેમાંથી એક છોકરો નીકળ્યો.

ડોશીએ તેનું નામ સાંગો પાડ્યું.

એક દિવસ ફરી ડોશી પાદર ગઈ અને ચીભડું તોડી લાવી. ડોશી જ્યાં ચીભડું ખાવા જાય છે ત્યાં ચીભડું બોલ્યું – મા, મા! મને ખાશો મા. હું તો તમારો દીકરો છું.

ડોશીએ તો નવાઈ પામી ચીભડાને છેટું મૂક્યું. થોડીક વારે તેમાંથી બીજું બાળક નીકળ્યું. તેનું નામ ડોશીએ શરવણ પાડ્યું.

વળી થોડાક દિવસો ગયા એટલે ડોશી પાદરે





ટશુકભાઈ





ગઈ અને એક સારું મજાનું ચીભડું તોડી લાવી. જ્યાં નિરાંત કરી ચીભડું ખાવા જાય છે ત્યાં ચીભડાને વાચા ઊપજી ને તે બોલ્યું – મા, મા! મને ન ખાશો; હું તો તમારો દીકરો છું.

ડોશીમા તો બહુ વિચારમાં પડી ગયાં અને ચીભડાને બાજુએ મૂક્યું. થોડીક વારે ચીભડા-માંથી એક ત્રીજો છોકરો નીકળ્યો. ડોશીએ તેનું નામ લાખો પાડ્યું.

ડોશીને વળી એક દિવસ ચીભડું ખાવાનું મન થયું અને તે પાદર ગયાં. શોધીને મજાનું મીઠું ચીભડું લાવ્યાં. ઘેર આવી ડોશી જ્યાં ચીભડું ખાવા જાય ત્યાં તો ચીભડું બોલ્યું – માડી! મને ન ખાતાં; હું તો તમારો દીકરો છું.

ડોશીએ તો આ વખતે પણ ચીભડાને કોરે મૂક્યું. થોડી વાર થઈ ત્યાં તેમાંથી એક છોકરો નીકળ્યો. એ છોકરાનું નામ ડોશીએ લખમણ પાડ્યું

હવે ચીભડાટાણી ઊકલી જવા આવી હતી. ડોશીએ વિચાર કર્યો કે હવે એક વાર જાઉં અને જેવું મળે એવું ચીભડું લાવીને ખાઉં. ડોશી તો એક પાકું ને નાનું સરખું ચીભડું લઈ આવ્યાં. ડોશી જ્યાં હાથપગ ધોઈ ચીભડું ખાવા જાય છે ત્યાં તો વળી ચીભડું બોલ્યું – હં હં, મા! મને ન ખાશો. હું તો તમારું બાળક છું.

ડોશીએ તો ચીભડું ન ખાધું અને કોરે મૂક્યું. તરત જ તેમાંથી એક ટૂંકું ઠીંગણું બાળક નીકળ્યું. ડોશીએ તેનું નામ ટશુકભાઈ પાડ્યું. ડોશીના તો પાંચે દીકરા ખાઈ પીને મોટા થયા. એક દિવસ ડોશી જંગલમાં લાકડાં લેવા ગયાં. ડોશીને રસ્તામાં સિંહ મળ્યો. સિંહ કહે – ડોશી, ડોશી! તને ખાઉં.

ડોશી કહે – અરે ભાઈ! મને તે ખવાય? હું તો મારો ભાઈ થાય. તું મને ખાય તો તારા ભાણેજો રખડે ને?

સિંહે મનમાં વિચાર કર્યો કે ડોશીને એકલીને ખાવી તેના કરતાં ડોશી અને ભાણેજો બધાંયને ખાવાં તે ઠીક. તે બોલ્યો – ડોશી! તો હું ભાણેજોને જોવા આવીશ. ભાણેજોને વાત કરજે. કાલે સાંજે આવીશ.

ડોશી કહે – ઠીક.

ઘેર જઈને ડોશીએ છોકરાઓને બધી વાત કરી અને ચેતવી રાખ્યા.

બીજે દિવસે સાંજે સિંહ આવ્યો.

મામો ને સૌ ભાણેજો બેઠા. ભાણેજોએ મામાની સારી રીતે ચાકરી કરી. પછી ભાણેજોએ મામાને કહ્યું – મામા! એક વાર્તા કહો. એટલે સિંહ વાર્તા કહેવા લાગ્યો –

**પહેલાં તે ખાશું સાંગો શરવણ;**
**પછી તે ખાશું લાખો લખમણ;**
**પછી તે ખાશું ટશુકભાઈને;**
**પછી તે ખાશું ડોહલીબાઈને.**

સિંહે પોતે વાત પૂરી કરી. પછી ભાણેજોને કહે – ભાંકાભાઈ! હવે વાર્તા કહેવાનો વારો તમારો

છોકરાઓ કહે – સાંભળો, મામા!

**હાથડા તે થોભશે સાંગો શરવણ;**
**પગડા તે ઝાલશે લાખો લખમણ;**
**માથડું તે કાપશે ટશુકભાઈ રે;**
**દીવડો તે થોભશે ડોહલીબાઈ રે.**

આ વાત સાંભળી સિંહના મનમાં ફાળ પ[illegible] એટલે તે પૂંછડું માથે લેતોક જંગલમાં ના[illegible] ગયો ●

# ચકલી અને કાગડો

એક હતી ચકલી ને એક હતો કાગડો. ચકલીનું ઘર મીણનું અને કાગડાનું ઘર છાણનું. એક દિવસ વરસાદ આવ્યો. આવ્યો આવ્યો, તે બસ આવ્યા જ કર્યો! સડસડ, સડસડ, સડસડ,



સડસડ! પાણી ખળખળ વહેવા લાગ્યું. જ્યાં જુઓ ત્યાં એકલું પાણી પાણી!

ચકલીનું ઘર તો હતું મીણનું; બારણું બંધ કર્યું કે અંદર કોરુંધાકોર. પણ કાગડાનું ઘર તો હતું છાણનું; છાણનું ઘર તણાઈ ગયું. બિચારો કાગડો ઊડીને ડાળ પર બેઠો. સામી જ ડાળ ઉપર ચકલીબાઈનું ઘર. કાગડાભાઈની નજર ત્યાં ગઈ. મનમાં કહે – ચાલ ને ચકલીના ઘરમાં રાત ગાળું!

કાગડો તો એના બારણા પાસે ગયો ને સાંકળ ખખડાવી – ચકલીબહેન, ચકલીબહેન! બાર ઉઘાડો.

ચકલી કહે – થોભ જરા; મારા બાળકને નવડાવું છું.

કાગડો તો થોડી વાર બેઠો. પણ ફરી પાછો ખડખડ ખડખડ સાંકળ ખખડાવવા લાગ્યો – ચકલીબાઈ, ચકલીબાઈ! જરા બાર ઉઘાડો ને?

ચકલી કહે – થોભ જરા; હજી મારા બાળકને લૂગડાં પહેરાવું છું.

કાગડો બિચારો બેઠો. થોડી વારે પાછો ખડખડ કરી કહે – ચકલીબાઈ, ચકલીબાઈ! બાર ઉઘાડો.

ચકલી કહે – થોભ જરા; હજી મારા બાળકને જમાડું છું.

કાગડો જરા બેઠો. થોડી વારે પાછું ખડખડ. કાગડો કહે – ચકલીબાઈ, ચકલીબાઈ! બાર ઉઘાડો.

ચકલી કહે – થોભ જરા; હજી મારા બાળકને સુવાડું છું.

કાગડો તો બેઠો. ફરી પાછું ખડખડ. કાગડો કહે – ચકલીબહેન, ચકલીબહેન! બાર ઉઘાડો.

છેવટે ચકલીબાઈએ બારણું ઉઘાડ્યું. કાગડો તો ટાઢથી એકદમ ઠરી ગયો હતો. ચકલી કહે – ક્યાં બેસીશ? ચોખાના હાંડલામાં કે ઘઉંના હાંડલામાં?

કાગડો કહે – દાળના.

રાત્રે સૌ ઊંઘી ગયાં એટલે કાગડાભાઈ દાળ ખાવા લાગ્યા – કડુક કડુક!

ચકલી જાગી ગઈ. કહે – આ કડુક કડુક ક્યાં થાય છે? ચકલી ચારેકોર જોવા લાગી, પણ ત્યાં તો અવાજ બંધ થયો.

ચકલી ખાટલે જઈને સૂતી. ત્યાં તો ફરી અવાજ થવા લાગ્યો – કડુક, કડુક! ચકલીએ વળી ઊઠીને ચારેકોર તપાસ્યું, પણ ત્યાં તો અવાજ બંધ! વારે વારે 'કડુક કડુક' થાય અને ચકલી તો જોવા ઊઠે; પણ જ્યાં ઊઠે ત્યાં તો પાછું ટાઢુંટમ.

સવાર પડી એટલે કાગડાભાઈ તો 'કો કો' કરતા ઊડી ગયા. ચકલીએ જઈને માટલામાં જોયું તો દાળનો એક દાણો પણ ન મળે, ને આખુંયે માટલું ચરકથી ભર્યું હતું●



એક હતી બિલાડી. તે રોજ એક ભરવાડના ઘરમાં આવે ને ઘરમાં કોઈ ન હોય ત્યારે કોઠલામાં પેસી ઘી ખાઈ જાય.

પણ એક દિવસ ભરવાડ બિલાડીને ઘી ખાતાં દેખી ગયો. ભરવાડ તો એને મારવા દોડ્યો. બિલાડીનું મોઢું અને માથું ગાડવામાં હતાં. બિલાડીને બીક લાગી એટલે તે એકદમ દોડી, પણ ઉતાવળમાં ગાડવામાંથી માથું કાઢી શકી નહિ તેથી ગાડવો એના માથામાં રહી ગયો. દોડતાં દોડતાં બિલાડી થાંભલી સાથે ભટકાઈ તેથી ગાડવો તો ફૂટી ગયો, પણ ડોકમાં ગાડવાનો કાંઠો રહી ગયો. બિલાડીબાઈના ગળામાં તો કાંઠો રહી ગયો અને પોતે આગળ ચાલ્યાં. રસ્તામાં પારેવાં મળ્યાં.

પારેવાં કહે – બિલ્લીબાઈ, બિલ્લીબાઈ! ક્યાં ચાલ્યાં?

બિલ્લી કહે – આ જાત્રા કરવા.

પારેવાં કહે – આ ગળામાં શું છે?

બિલ્લી કહે – એ તો માળા છે.

પારેવાં કહે – અમે સાથે આવીએ?

બિલ્લી કહે – ચાલો ને! જાત્રા કરવા આવશો તો પુણ્ય થશે.

પારેવાં કહે – પણ અમને મારશો તો નહિ ના!

બિલ્લી કહે – ના રે! મારાથી તમને મરાય? હું તો ભગત થઈ છું. જુઓ ને; આ મારા ગળામાં તો માળા છે, ને હું તો જાત્રાએ જાઉં છું.

પછી પારેવાં બિલ્લીબાઈની સાથે ચાલ્યાં. રસ્તામાં એક ઉંદર મળ્યો. ઉંદર તો ડાકલી વગાડતો બેઠો હતો. તેણે પૂછ્યું – બિલ્લીબાઈ, બિલ્લીબાઈ! ક્યાં ચાલ્યાં?

બિલ્લી કહે – જાત્રા કરવા.

ઉંદર કહે – ગળામાં શું છે?

બિલ્લી કહે – એ તો માળા છે.

ઉંદર કહે – હું સાથે આવું?

બિલ્લી કહે – ચાલ ને ભાઈ! જાત્રા કરવા આવીશ તો પુણ્ય થશે.

ઉંદર કહે – પણ અમને મારશો તો નહિ ના?

બિલ્લી કહે – ના રે ભાઈ! મારાથી તે હવે કોઈને મરાય? હું તો હવે ભગત થઈ છું. જો ને, મારા ગળામાં માળા છે, ને હું તો જાત્રાએ જાઉં છું.



પછી ઉંદર બિલ્લીબાઈ સાથે જાત્રાએ ચાલ્યો. આગળ જતાં બિલ્લીબાઈને એક મોર મળ્યો. મોર બિલાડીને કહે – બિલ્લીબાઈ, બિલ્લીબાઈ! ક્યાં ચાલ્યાં?

બિલ્લી કહે – જાત્રા કરવા.

મોર કહે – આ ગળામાં શું છે?

બિલ્લી કહે – એ તો માળા છે.

મોર કહે – હું સાથે આવું?.

બિલ્લી કહે – ચાલ ને ભાઈ! જાત્રા કરવા આવીશ તો પુણ્ય થશે.

મોર કહે – મને મારશો તો નહિ ને?

બિલ્લી કહે – ના રે ભાઈ! મારાથી તે હવે કોઈને મરાય? હું તો હવે ભગત થઈ છું. જો ને, મારા ગળામાં માળા છે, ને હું તો જાત્રાએ જાઉં છું.

પછી મોર પણ બિલ્લીબાઈ સાથે ચાલ્યો. બધાંય સાથે ચાલ્યાં. ચાલતાં ચાલતાં એક મહાદેવની દેરી પાસે આવ્યાં. સાંજ પડી ગઈ હતી એટલે સૌ દેરીમાં રાત રહ્યાં.

પારેવાં, ઉંદર અને મોર તો રસ્તામાં ચણતાં અને ખાતાં આવતાં હતાં પણ બિલ્લીબાઈને તો નકોરડો અપવાસ હતો. પોતે તો ભગત બની હતી એટલે કેમ ખવાય?

ભૂખી બિલાડીએ એથી બધાને ખાઈ જવાનો વિચાર કર્યો. તેણે સૌને કહ્યું – તમે સૌ દેરીમાં સૂઓ. હું બહાર સૂઈશ ને તમારી ચોકી કરીશ. બધાંય ઊંઘી જાય ત્યારે તેમને ખાઈ જવાનો વિચાર બિલ્લીબાઈના મનમાં હતો.

અડધી રાત થઈ. બિલ્લીબાઈના મનમાં થયું કે હવે સૌ સૂઈ ગયાં હશે. તે હળવે હળવે દેરીમાં ગઈ, ત્યાં સૌ જાગતાં હતાં. તેમને મીનીબાઈની બીક તો હતી જ!

પછી બિલાડીએ એક પારેવાને રોફથી કહ્યું – ડોળા કોના ઉપર કાઢે છે?

પારેવુ ગભરાઈ ગયું, ને તેણે કહ્યું – કોઈના ઉપર નહિ, બિલ્લીબાઈ!

પછી બિલાડી મોર પાસે ગઈ ને તેને કહ્યું – આ ફૂમકું કોના ઉપર લગાવ્યું છે?

મોરે પણ બીતાં બીતાં કહ્યું – કોઈના ઉપર નહિ, બિલ્લીબહેન!

પછી બિલાડી ઉંદર પાસે ગઈ ને તેને કહ્યું – કોના ઉપર મૂછ મરડે છે?

ઉંદર કહે – કોના ઉપર કેમ! મીનીબાઈ ભક્તાણી ઉપર મૂછ મરડું છું.

બિલાડી ખૂબ ખિજાઈ ને ઉંદરને મારવા દોડી. જ્યાં બિલાડી ઉંદરભાઈને મારવા જાય છે ત્યાં તો ઉંદરભાઈ શંકરના થાળાની ખાળમાં પેસી ગયા; તે જ વખતે પારેવાં ઊડીને ઊંચે બેસી ગયાં અને મોર મંદિરની બહાર નાસી ગયો.

બિલ્લીબાઈ તો મોં વકાસીને ભૂખ્યાં ભૂખ્યાં ઊભાં રહ્યાં●



# ભટુડી

એક હતી ભટુડી. તેને સાત ભટુડાં હતાં. એક વાર ભટુડીને ઘર બાંધવાનો વિચાર થયો એટલે તે સડક ઉપર જઈને બેઠી ને માલનાં ગાડાંની રાહ જોવા લાગી.

એટલામાં એક ગોળનું ગાડું આવ્યું. ભટુડીને રસ્તામાં બેઠેલી જોઈને ગાડાવાળાએ કહ્યું – ભટુડી, ભટુડી ! મારગમાંથી ઊઠ.

ભટુડી કહે – ભટુડી તારી મા, ભટુડી તારી બહેન ! ભટુડીબહેન કહીને બોલાવ અને ગોળનું ગાડું ઠલવીને જા એટલે મારગમાંથી ઊઠું.

ગાડાવાળાએ તો ભટુડીને ભટુડીબહેન કહીને બોલાવી અને ગોળનું ગાડું ઠલવી નાખ્યું એટલે ભટુડી મારગમાંથી ઊઠી.

ભટુડી ગોળની ભેલીઓને પછી જંગલમાં લઈ ગઈ.

પાછી ભટુડી તો સડક પર જઈને બેઠી ને માલનાં ગાડાંની વાટ જોવા લાગી. એટલામાં એક શેરડીનું ગાડું આવ્યું. ભટુડીને રસ્તામાં બેઠેલી જોઈને ગાડાવાળાએ કહ્યું – ભટુડી, ભટુડી ! મારગમાંથી ઊઠ.

ભટુડી કહે – ભટુડી તારી મા, ભટુડી તારી બહેન ! ભટુડીબહેન કહીને બોલાવ અને શેરડીનું ગાડું ઠલવીને જા એટલે મારગમાંથી ઊઠું.

ગાડાવાળાએ તો ભટુડીને ભટુડીબહેન કહીને બોલાવી અને શેરડીનું ગાડું ઠલવી નાખ્યું એટલે ભટુડી મારગમાંથી ઊઠી.

ભટુડી શેરડીના સાંઠાનેય તે જંગલમાં જઈ



મૂકી આવી.

પાછી ભટુડી તો સડક ઉપર જઈને બેઠી. એટલામાં એક કાચરીનું ગાડું આવ્યું. ભટુડીને રસ્તામાં બેઠેલી જોઈને કાચરીના ગાડાવાળાએ કહ્યું – ભટુડી, ભટુડી! મારગમાંથી ઊઠ.

ભટુડી કહે – ભટુડી તારી મા, ભટુડી તારી બહેન! ભટુડીબહેન કહીને બોલાવ અને કાચરીનું ગાડું ઠલવતો જા, એટલે મારગમાંથી ઊઠું.

ગાડાવાળાએ ભટુડીને ભટુડીબહેન કહીને બોલાવી અને કાચરીનું ગાડું ઠલવી નાખ્યું, એટલે ભટુડી મારગમાંથી ઊઠી.

ભટુડી કાચરીને જંગલમાં લઈ ગઈ. પછી ભટુડીએ ગોળની ભેલીની ભીંતો બાંધી. શેરડીના સાંઠાનું છાપરું બનાવ્યું ને કાચરીઓથી ઢાંકી દીધું.

પછી ભટુડી પાણી ભરવા ચાલી. ભટુડાંને કહેતી ગઈ – હું જ્યારે બોલું કે –

**ગોળ કેરી ભીંતરડી, ને શેરડી કેરા ડાંડા;**
**કાચરીએ ઘર છાયાં, ભટુડાં! કમાડ ઉઘાડો.**

ત્યારે બારણાં ઉઘાડજો.

વળી ભટુડી ફળિયામાં પડેલી રાખને, સૂડલાને અને પીપળાને પણ ભટુડાંની ભલામણ કરતી ગઈ.

આ બધી વાત એક વાઘ ઘરની ભીંત પાછળ ઊભો ઊભો સાંભળતો હતો. ભટુડી પાણી ભરવા ગઈ પછી તે બારણા પાસે આવીને ઊભો રહ્યો ને બોલ્યો –

**ગોળ કેરી ભીંતરડી, ને શેરડી કેરા ડાંડા;**
**કાચરીએ ઘર છાયાં, ભટુડાં! કમાડ ઉઘાડો.**

ફળિયામાં બેઠી હતી તે રાખ કહે – એલાં ભટુડાં! બારણાં ઉઘાડશો મા, હોં કે! એ તો વાઘ છે.

પછી વાઘ રાખને દૂર નાખી આવ્યો અને વળી બોલ્યો –

**ગોળ કેરી ભીંતરડી, ને શેરડી કેરા ડાંડા;**
**કાચરીએ ઘર છાયાં, ભટુડાં! કમાડ ઉઘાડો.**

ત્યાં તો સૂડલો કહે – ભટુડાં, ભટુડાં! કમાડ ઉઘાડશો મા. એ તમારી મા નથી; એ તો વાઘ છે.

ત્યાં તો વાઘ પાછો સૂડલાનેય દૂર મૂકી આવ્યો ને વળી બોલ્યો –

**ગોળ કેરી ભીંતરડી, ને શેરડી કેરા ડાંડા;**
**કાચરીએ છાયાં, ભટુડાં! કમાડ ઉઘાડો.**

ત્યાં તો પીપળો બોલ્યો – ભટુડાં, ભટુડાં! તમે બારણું ઉઘાડશો મા. એ તો વાઘ છે. તમારી મા નથી, હોં!

વાઘ તો વળી પાછો પીપળાને પણ દૂર નાખી આવ્યો ને ફરી વાર બોલ્યો –

**ગોળ કેરી ભીંતરડી, ને શેરડી કેરા ડાંડા;**
**કાચરીએ ઘર છાયાં, ભટુડાં! કમાડ ઉઘાડો.**

ભટુડાંએ જ્યાં કમાડ ઉઘાડયાં ત્યાં તો મોટો બધો વાઘ! વાઘ તો એકદમ ભટુડાંને ખાવા લાગ્યો. પણ એક બાંડું ભટુડું કોઠીમાં સંતાઈ ગયું તે બચી ગયું. પછી વાઘ લાંબો થઈને ઘર વચ્ચે સૂતો. વાઘને જરા ઊંઘ આવી ત્યાં તો બાંડું ભટુડું કોઠીમાંથી નીકળી મા પાસે પહોંચી ગયું ને તેને બધી વાત કહી.

મા તો ખૂબ ખૂબ ખિજાઈ ગઈ. પછી તે ઘર પાસે આવીને બોલી –

**ઢોરો ચડતાં ઢીંચણ ભાંગે,**
**પાણી પીતાં પેટ ફાટે,**
**મારાં ભટુડાં મારી પાસે આવે.**

ત્યાં તો વાઘનું પેટ ફાટયું ને બધાં ભટુડાં બહાર આવ્યાં. માને વળગી પડયાં ને ધાવવા લાગ્યાં ●

એક હતો બ્રાહ્મણ ને એક હતી બ્રાહ્મણી. એમને સાત છોડીઓ. બ્રાહ્મણ ઘરનો બહુ જ ગરીબ. રોજ બિચારો સાત ગામ માગે ત્યારે માંડ માંડ પેટનું પૂરું થાય.

એક દિવસ બ્રાહ્મણને વડાં ખાવાનું મન થયું. એણે બ્રાહ્મણીને કહ્યું – આજ તો વડાં ખાવાનું મન થયું છે.

બ્રાહ્મણી કહે – પણ બધાંયને થાય એટલો લોટ ઘરમાં નથી. પાંચ-સાત વડાં થાય એટલો લોટ માંડ માંડ નીકળે તો.

બ્રાહ્મણ કહે – ત્યારે કાંઈ નહીં; વાત માંડી વાળો.

# મા! મને છમ વડું

બ્રાહ્મણી કહે – ના, એમ નહીં. પરમ દહાડે ધોળીકાકી થોડાંક વડાં આપી ગયાં હતાં તે



મેં ને છોડીઓએ ચાખ્યાં છે; એક તમે રહી ગયા છો. છોડીઓને વાળુ કરીને સૂઈ જવા દો, પછી હું તમને પાંચ-સાત પાડી આપીશ. મારે કાંઈ ખાવાં નથી એટલે એટલાં વડાં ખાઈને પાણી પીશો તો પેટ ભરાશે.

બ્રાહ્મણીએ હળુ હળુ ઊઠીને ચૂલો સળગાવ્યો. પછી ચૂલા ઉપર લોઢી મૂકીને ઉપર ટીપુંક તેલ મૂક્યું. પછી વડાંનું ડોઇને વડાં કરવા બેઠી. જ્યાં પહેલું વડું લોઢીમાં મૂક્યુ ત્યાં 'છમ, છમ, છમ' થયું. 'છમ છમ' સાંભળી એક છોડી જાગી ને કહે – મા! મને છમ વડું.

મા કહે – સૂઈ જા, સૂઈ જા, આ લે એક વડું. ખાઈને પાણી પીને સૂઈ જા. જોજે બીજી જાગે નહીં. પહેલી છોડી તો એક વડું ખાઈ ને પાણી પીને સૂતી.

માએ તો બીજું વડું મૂક્યું ત્યાં તો પાછું 'છમ છમ' થયું. બીજી છોડી જાગી ને કહે – મા! મને છમ વડું.

મા કહે – લે સૂઈ જા. સૂઈ જા. જોજે બીજી બહેન જાગશે. બીજી છોડી વડું ખાઈને સૂઈ ગઈ.

બ્રાહ્મણીએ બ્રાહ્મણની સામે જોયું. બ્રાહ્મણ કહે – હશે, એ તો છોકરાં છે ને!

પછી માએ ત્રીજું વડું મૂક્યું; પણ ત્યાં તો પાછું છમ, છમ, છમ! 'છમ છમ' સાંભળી વળી એક છોડી જાગી ને કહે – મા! મને છમ વડું.

મા કહે – લે. વળી તું ક્યાં જાગી! લે આ વડું; ખાઈને સૂઈ જા. જોજે, બીજીને જગાડતી નહીં.

ત્રણ વડાં તો ખવાઈ ગયાં. હવે ચાર વડાંનો લોટ રહ્યો. બ્રાહ્મણીએ ચોથું વડું મૂક્યું. વળી પાછું વડું તો 'છમ છમ છમ' બોલ્યું. 'છમ છમ' થતું સાંભળી ચોથી છોડી જાગી ને એનેય વડું આપીને માએ સુવાડી દીધી. પછી તો પાંચમી છોડી જાગી ને પાંચમું વડું એને આપવું પડ્યું. તે પછી વળી છઠ્ઠી છોડી જાગી ને છઠ્ઠું વડું એને આપવું પડ્યું. ને છેવટે સાતમું વડું સાતમી છોડીએ ખાધું. ત્યાં તો લોટ થઈ રહ્યો!

બ્રાહ્મણ-બ્રાહ્મણીએ વડાં ન ખાધાં ને પાણી પીને સૂઈ રહ્યાં●



એક હતું શિયાળ.

એને એવી ખરાબ ટેવ કે એક કણબીના હળ ઉપર રોજ ઝાડે બેસી જાય. કણબીનું હળ બગડે ને રોજ ધોવું પડે.

એક વાર કણબીને દાઝ ચડી. તે કહે –

આ શિયાળને સીધું કર્યા વિના નહિ ચાલે. રોજ રોજ તે આ કેમ ખમાય?

તેણે હળ ઉપર ગુંદર ચોપડી દીધો.

બીજે દિવસે રાતે જ્યાં શિયાળ હળ ઉપર દિશાએ બેસવા ગયું ત્યાં પોતે જ હળ ઉપર ચોંટી ગયું.

ઊખડવાને માટે શિયાળે ઘણા પછાડા માર્યા પણ કાંઈ વળ્યું નહિ.

સવાર પડી ત્યાં કણબી આવ્યો.

શિયાળને જોઈને કણબી કહે – કાં રોજ ને રોજ હળ બગાડી જા ને? હળ તો બાપનું હતું, કેમ?

કણબીએ તો શિયાળને ખૂબ માર્યું ને પછી તેને આખો દિવસ હળે જોડ્યું.

સાંજે શિયાળને છોડ્યું, ત્યારે શિયાળની ડોક સૂજી ગયેલી ને કાનમાંથી લોહી જાય ભાગ્યું! શિયાળ તો ગામમાં ગયું ને ઘી માગવા નીકળ્યું. તે કહે – અરે બાપુ! કોઈ જરા ઘી દેશો? ભાઈ! ઘી દેશો? આ ડોક ને નાક

## ઘાસકા પૂળા ખા જા



સૂજી ગયાં છે તે ચોપડવું છે.

પણ શિયાળભાઈ તો લુચ્ચા. એની સામેય કોણ જુએ?

એક ડોશી હતી. તેને દયા આવી. તેણે શિયાળને થોડુંક ઘી આપ્યું. એમાંથી થોડુંક ઘી શિયાળે કાને ચોપડયું ને બાકીનું ઘી એક કુલડીમાં ભર્યું.

પછી શિયાળ તો ઘી વેચવા ચાલ્યું – લેવું છે ઘી, કોઈને લેવું છે ઘી? એમ બોલતું બોલતું શિયાળ ગામમાં નીકળ્યું.

એક ડોશીની ભેંશ વસૂકી ગઈ હતી તેથી તેની પાસે ઘીના પૈસા ન હતા.

ડોશી કહે – ભાઈ! મારી પાસે કાંઈ પૈસા નથી. આ ભેંશ રાખીને ઘીની કુલડી આપીશ?

શિયાળ કહે – હા.

પછી શિયાળ ભેંશ લઈને જંગલમાં ગયું. શિયાળ રોજ એક ખડનો પૂળો લઈ આવે, ભેંશ પાસે મૂકે ને આંચળ નીચે દોણું રાખીને બોલે –

**ઘાસકા પૂળા ખા જા**
**ને દૂધકા દોણા ભર દે.**

ભેંશ ઘાસનો આખો પૂળો ખાઈ જાય ને દૂધનું દોણું ભરી દે.

શિયાળભાઈ આખુય દોણું ભરી દૂધ પી જાય ને દિવસે દિવસે જાડા થતા જાય.

પછી તો શિયાળ ખૂબ ખૂબ જાડું થતું ગયું. એક દિવસ એના નાતીલાઓએ કહ્યું – અરે શિયાળભાઈ! તમે રોજ ને રોજ શરીરે જાડા કેમ થતા જાઓ છો? કંઈક સારું સારું ખાતા લાગો છો.

શિયાળ કહે – ભાઈ! હું તો આ ધૂળ ખાઉં છું. એથી જાડો થયો છું.

બધાંય શિયાળોએ ધૂળ ખાધી પણ એ તો માંદાં પડયાં. પાછું બધાંએ શિયાળને પૂછયું – શિયાળભાઈ, શિયાળભાઈ! અમને જાડા થવાનો રસ્તો બતાવો ને? ધૂળ ખાધી એમાં તો માંદાં પડયાં.

શિયાળ કહે – અરે ભાઈ! હું તો રાખ ખાઈને જાડો થયો છું!

પછી બધાંએ રાખ ખાધી, પણ વળી બધાંના પેટમાં દુખવા આવ્યું.

પછી શિયાળની આખી નાત એકઠી થઈને શિયાળને કહે – બોલ, સાચું બોલ! શાથી જાડું થયું? સાચું નહિ કહે તો તને નાતબહાર મૂકશું!

શિયાળ કહે – નાત માબાપ છે. મારે ખોટું શું કામ બોલવું પડે? પેલી ભેંશ બાંધી છે તેનું દૂધ પી પીને હું તો જાડો થયો છું●



એક નાનું એવું હતું ગામડું. એમાં બધાય માણસો અજડ; કંઈ સમજેય નહિ ને સુણેયે નહિ. એકેય ચીજને ઓળખેય નહિ ને કોઈનું નામેય ન આવડે.

એક વખત ચોમાસામાં એક માણસની ફળીમાં દેડકું આવ્યું. જન્મારામાં દેડકું કોઈએ દીઠેલું નહિ, એટલે આખા ગામના માણસો એકઠા મળ્યા અને વાંકા વળીને નીરખી નીરખીને સહુ જોવા લાગ્યા. એ શું હશે તે કોઈ કળી ન શક્યું ત્યારે બહુ વારે સૌ બોલ્યા – આ તે શું હશે માણું!

એક કહે – હરણ હશે, હરણ.

ત્યારે બીજો કહે – અરે ભાઈ! એ તો બગલું હશે, બગલું. તમને શી ખબર પડે?

ત્યાં વળી ત્રીજો કહે – અરે ભાઈ! વગર વિચાર્યે કાં બોલો? એ તો ભાઈ શિયાળ હશે, શિયાળ. ચોમાસું છે એટલે વગડામાંથી આવીય ચડે.

ત્યાં તો એકે કહ્યું – અરે ભાઈ! બોલાવો ને આપણા વહતા ભાભાને! જેવું હશે એવું કહેશે. એ ઘરડું માણસ છે. એણે બધું જોયું, જાણ્યું હશે. આપણે તે શું સમજીએ? સૌ વહતા ભાભાને બોલાવવા દોડ્યા.

વહતા ભાભા તો રાડો નાખતા નાખતા આવ્યા – અલ્યાઓ, હવે તો કંઈ શીખો? આખો જન્મારો હું કંઈ બેસી રહેવાનો છું, તે તમને બધું



કહ્યા કરીશ!

વહતા ભાભા દેડકા પાસે આવ્યા અને આંખ આગળ હાથ લઈ જઈને દેડકું બરાબર જોઈને ધીરે રહી બોલ્યા – ઓહો! આમાં તે શું? નાખો ને ચપટી દાણા; ચણે તો ચકલું નહિ તો મોર તો ખરો!

●

એ ગામને નાનો એવો ગઢ હતો. એને એક દરવાજો હતો. એક વખત રાતવેળાએ એક હાથી આવ્યો અને બારણામાં ભરાઈ ગયો. સવાર થયું ત્યાં તો સૌએ બારણામાં અંધારું જોયું. સૌ કહે – અરે, આ તે શું થયું? સવાર થયું તોય હજી બારણામાં આટલું બધું અંધારું!

કોઈ કહે – અરે ભાઈ! એ તો મેશનો ઢગલો છે. કોઈ કહે – અરે ભાઈ! એ તો વાદળાંનો પડછાયો છે.

ત્યાં વળી એક જણે કહ્યું – બોલાવો ને વહતા ભાભાને! એ જે હશે તે કે'શે. વહતા ભાભા વળી રાડો નાખતા નાખતા અને ડાંગ પછાડતા પછાડતા આવ્યા.

આંખે હાથ દઈને ધારી ધારી જોઈને વહતા ભાભા કહે – ઓહો! આમાં તે શું છે? આ તો રાતનો ધોહો ભરાયો છે. જોતા નથી અંધારું છે ઈ? આ બે ઝગમગ થાય છે, એમાં એક છે ચાંદો ને એક છે સૂરજ! સૌ સમજી ગયા અને રસ્તે પડ્યા●





એક હતા ભટજી. કાશીએથી નવાસવા ભણી-ગણીને આવે. ચાર વેદ અને છ શાસ્ત્ર ભણેલા. ભટજી તો એક દિવસ એક ગામડામાં કથા વાંચવા ગયા. લોકો બધાં કહે – ભટજી કથા તો ભલે વાંચે, પણ આપણે પારખાં તો લેવાં જોઈએ ને, કે ભટજી કેવુંક જાણે છે?

# ભણેલો ભટ



ભટજીને સૌએ પૂછ્યું – ભટજી! અમારા સવાલ-નો જવાબ આપો તો કથા વાંચો, ને ન આપો તો પુસ્તક અને પોથીનાં પાનાં મૂકીને ચાલ્યા જાઓ.

ભટ કહે – પૂછો ત્યારે.

એક માણસે પૂછ્યું – ભટજી! 'તુંબહ તુંબા' એટલે શું? ભટજી તો ભારે વિચારમાં પડી ગયા.

પોથીપાનાં જોઈ વળ્યા પણ ક્યાંય 'તુંબહ તુંબા'નો અર્થ જડે નહિ. ચાર વેદ ને છ શાસ્ત્ર જોયાં, અઢાર પુરાણ જોયાં, પણ ક્યાંય 'તુંબહ તુંબા' જડે નહિ. ભટજી તો ભારે મૂંઝાયા ને માથું ખંજવાળવા મંડયા.

ગામડિયો કહે – ભટજી! ઈ તમારાથી અમારા સવાલનો ઉત્તર નહિ અપાય. તમારા જેવા તો ઘણાયે આવી ગયા, પણ કોઈએ ઉત્તર આપ્યો નથી. લ્યો, હવે પુસ્તકપાનાં અને પોથીઓ અમને સોંપી દ્યો. ભટજીનું મોં તો લોટની કોથળી જેવું થઈ ગયું. બિચારા વીલે મોંઢે ઘેર આવ્યા.

એને એક ભાઈ હતો. ઝાઝું ભણેલોગણેલો નહિ, પણ કોઠાવિદ્યાવાળો ખરો. એને બધી વાતની ખબર પડી એટલે એ કહે – ભાઈ! એવા અજડના ગામમાં તમારું કામ નહિ, ત્યાં તો અમારા જેવા જોઈએ; એનું માથું ભાંગે એવા.

આ બીજો ભાઈ તો ચાલ્યો એ જ ગામડામાં. જઈને મલ્લની જેમ કછોટો માર્યો ને માથે ટકોમૂંડો કરાવ્યો. મૂંડા ઉપર પછી ચંદનનું ગોળ ચકરડું કર્યું અને વચમાં એક ટપકું કર્યું.

ગામના માણસો તો ભટજીને દેખીને રાજી રાજી થઈ ગયા. તે કહે – આ ભટજી લાગે છેય ભટજી જેવા. આવા હોય તો કાંઈક બે અક્ષર જાણવાનુંય મળે!

પણ બધા કહે – પારખાં તો લેવાં જ જોશે. એમ ને એમ કાંઈ કથા વાંચવા નહિ બેસારાય.

એક જણ કહે – ભટજી! પધારો. એક ભટ પુસ્તકપાનાં મૂકીને ગયા છે ને બીજા વળી તમે આવ્યા છો. તમારીય તે હમણાં ખબર પડશે.

ભટજી કહે – એ ભટ નોખા ને આ ભટ નોખા. અમે તો કહેવાઈએ ભાગડ. આ માથે ટીલું કર્યું છે અને આ કછોટો માર્યો છે એ તો જુઓ?

ગામનો પટેલ કહે – ત્યારે જવાબ આપો જોઈએ — 'તુંબહ તુંબા' એટલે શું?

ભટ કહે – ભાઈ ભૂલ્યા. પૂરો સવાલ ક્યાં પૂછતાં આવડે છે? પહેલાં તો હોય

**ખેડં ખેડા.**

**પછી વાવં વાવા.**

**પછી ઊગં ઊગા.**

**પછી વેલં વેલા.**

**પછી ફૂલં ફૂલા.**

**ને પછી તુંબહ તુંબા.**

બધા કહે – એલા, આ ભટજી સાચા. માળું બરાબર કળી ગયા! ઓલ્યા ભટને આવડે નહિ બોરના ડીંટા સુધીનું, ને મોટે ઉપાડે કથા વાંચવા આવ્યા હતા!

ભટજીને તો આખા ગામે વખાણ્યા. બધા કહે – ભટ ભારે, ભટ ભારે, ભટ ભારે! ભટ કાંઈ જાણકાર! બધુંય જાણે.

ભટને તો ગામ આખાયે જમાડયા. પોથી-પુસ્તક પાછાં આપ્યાં ને સારી એવી શીખ આપીને વિદાય કર્યા ●



એક હતો રાજા. તેને હતી એક દીકરી. રાજાએ એનાં એક બીજા રાજા સાથે લગ્ન કર્યાં. દીકરીને જ્યારે ખાંડા સાથે સાસરે મોકલી ત્યારે તેની સાથે એક દાસી મોકલી. રસ્તામાં એક નદીકિનારે બપોર થતાં ખાંડુ ભાતું ખાવા રોકાયું. રાજાની દીકરીને રોજ નાહીને પછી જ જમવાનું નીમ હતું. તેથી તે પોતાની દાસીને લઈને નદીએ નાહવા ગઈ. કપડાં ઉતારી રાજકુમારી નદીમાં નાહવા પડી એટલે દાસી પાછળથી કુંવરીનાં લૂગડાં પહેરી વહેલમાં જઈ બેઠી, અને ભાતું ખાવાનું ઉતાવળથી પૂરું કરાવીને વહેલડુ હંકારી મૂક્યું.

રાજાની દીકરી જ્યાં નદીમાંથી નાહીને નીકળે છે તો દાસી ન મળે! દાસીએ કાંઠે એક ફાટલુંતૂટલું લૂગડુ મૂકેલું તે પહેરી બિચારી બહાર આવી; કાંઠે જઈને જુએ છે તો વહેલડુ અને ખાંડુ પણ ઊપડી ગયેલાં!

રાજકુંવરી રડતી રડતી, પગે બળતી, ભૂખી-તરસી હેરાન થતી સાસરાના ગામમાં જઈ પહોંચી. ત્યાં જઈને એ તો રાજાના મહેલમાં ચાકરડી તરીકે રહી. પોતાની ચાકરીથી તેણે



# ગુડોગુડી

રાજાને બહુ ખુશી કરી દીધો.

રાજા એક વાર ગામ જવા નીકળ્યો. સૌએ પોતાપોતાને માટે જુદી જુદી વસ્તુઓ મગાવી ત્યારે આ દાસીએ એક 'ગુડો' અને એક 'ગુડી' મગાવ્યાં. રાજા પાછો આવ્યો ત્યારે દાસીને માટે 'ગુડો' અને 'ગુડી' લેતો આવ્યો. હંમેશ રાત પડે એટલે દાસી પોતાની ઓરડીમાં જઈને ગુડાને અને ગુડીને પોતાની સામે બેસારે ને નીચે પ્રમાણે તેમને વાર્તા કહે –

ગુડાગુડી ! તમે સુણતાં ?

ગુડોગુડી કહે – જી સા'બ !

– હું હતી રાજાની દીકરી ને મારાં થયાં લગન. ગુડાગુડી ! તમે સુણતાં?

ગુડોગુડી કહે – જી સા'બ !

– પછી મારા બાપે એક દાસીને મારી સાથે આપી. ગુડાગુડી ! તમે સુણતાં ?

ગુડોગુડી કહે – જી સા'બ !

– રસ્તામાં એક નદી પાસે જાન ભાતું ખાવા બેઠી. ગુડાગુડી ! તમે સુણતાં ?

ગુડોગુડી કહે – જી સા'બ !

– મારે નાહીને જ ખાવાનું નીમ હતું, તેથી હું દાસીને લઈને નદીએ નાહવા ગઈ. ગુડા-ગુડી ! તમે સુણતાં ?

ગુડોગુડી કહે – જી સા'બ !

– હું મારાં ઘરેણાં-લૂગડાં દાસીને સોંપી નાહવા પડી. ગુડાગુડી ! તમે સુણતાં ?

ગુડોગુડી કહે – જી સા'બ !

– પછી દાસી રાણી થઈ રાજાને ત્યાં ગઈ. અને હું પાછળ રહી ગઈ. ગુડાગુડી ! તમે સુણતાં ?

ગુડોગુડી કહે – જી સા'બ !

– પછી હું દાસી થઈને રાજાને ત્યાં રહી. ગુડાગુડી ! તમે સુણતાં ?

ગુડોગુડી કહે – જી સા'બ !

– મેં આ વાત શરમમાં ને શરમમાં કોઈને કહી નથી. ગુડાગુડી ! તમે સુણતાં ?

ગુડોગુડી કહે – જી સા'બ !

આમ દાસી રોજ ગુડાગુડીને પોતાની વાત કહે. એક વાર રાજા દાસીના ઓરડા પાસેથી નીકળ્યો, ને એણે આ વાત સાંભળી. રાજા વાતનો કંઈ ભેદ સમજી ન શક્યો એટલે એણે દાસીને બોલાવી ખુલાસો પૂછ્યો. દાસીએ સઘળી હકીકત કહી ત્યારે રાજાને ખબર પડી કે ખરી રાણી તો આ જ છે, ને રાણી થઈને બેઠી છે એ તો ખોટી છે!

પછી રાજાએ ખોટી રાણીનાં કાનનાક કાપી અવળે ગધેડે બેસાડી કાઢી મૂકી, અને દાસીને પોતાની રાણી કરીને રાખી. ખાધું, પીધું ને રાજ કર્યું ●



આગળ વાંચો ભાગ ત્રીજો



## બાળવાર્તાઓ વિશે

આ નાનકડા પુસ્તકમાં જે બાળવાર્તાઓ આપેલી છે તેમાં કળા છુપાયેલી છે, તાત્ત્વિક બોધ અદશ્ય રૂપે વસે છે, જનસ્વભાવનું મૂક વર્ણન છે ને મુગ્ધ બાળકોને આશુતોષ આહ્લાદ ઓતપ્રોત છે; તેથી જ શિક્ષકને તે ઉત્તમ મદદગાર છે. અનુભવી અને ઉત્સાહી શિક્ષકોને એટલી જ પ્રાર્થના છે કે આ વાર્તાઓ સુધારવા પ્રયત્ન કરશો નહિ. આ વાર્તાઓનું ધ્યાન કરો, ધ્યાનથી તદાકાર થાઓ અને પછી જે તમને સ્ફુરે તે બાળકો પાસે મૂકજો. આ વાર્તાઓ શાસ્ત્રનો સંયમ પાળતી નથી, પણ તેની અંદર એક સ્વાભાવિક સંયમ હોય છે. પાપીને ધિક્કાર્યા વગર પાપપુણ્યનો ભેદ બતાવે છે, અને સમાજસેવાના ઉચ્ચ આદર્શનો ખ્યાલ આપતાં વિશ્વવ્યાપી પ્રેમ ઉત્પન્ન કરે છે. આ વાર્તાઓ યાત્રાળુઓની માફક દેશાંતરમાં ફરે છે, અને જ્યાં જ્યાં જાય છે ત્યાં પ્રેમધર્મ સ્થાપિત કરે છે.

● કાકા કાલેલકર

## શિક્ષક ભાઈબહેનોને

લ્યો આ બાળવાર્તાઓ. તમે તે બાળકોને કહી સંભળાવજો. બાળકો હોંશે હોંશે વાર વાર તે સાંભળશે. જોજો, વાર્તાઓ સુંદર રીતે કહેજો; વાર્તા કહેવાની ઢબે કહેજો; લહેકાથી કહેજો; રસથી કહેજો. કોઈ કોઈ વાર વાર્તાઓ વાંચી પણ સંભળાવજો. જેવડાં બાળકો હોય એવી વાર્તા પસંદ કરજો. ભાઈ! એક વાત ના કરતા. વાર્તાઓ બાળકોને ગોખાવશો નહિ; તેમની પાસેથી કઢાવશો નહિ; પરીક્ષાને માટે તેમને તે ભણાવશો નહિ.

તમે જાતે જ અનુભવજો કે વાર્તાઓ કેવી જાદુઈ લાકડી છે. તમારે બાળકો સાથે પ્રેમ બાંધવો હોય તો વાર્તાથી પગ માંડજો. તમારે બાળકોની અભિમુખતા સાધવી હોય તો વાર્તા પણ એક સાધન છે. મોટા પંડિત થઈને વાર્તા કહેશો નહિ; જ્ઞાન આપવા બેસશો નહિ; તટસ્થ રહીને કહેશો નહિ. વાર્તામાં તમે પોતે નાહજો અને બાળકોને નવડાવજો.

● ગિજુભાઈ





એક હતો રાજા. તેણે એક પોપટ પાળ્યો. પોપટ હંમેશાં મીઠું મીઠું બોલે અને રાજાને ખુશ કરે. રાજાએ તેને માટે એક સોનાનું સુંદર પાંજરું ઘડાવ્યું અને હીરામાણેકની નાની નાની બે વાટકીઓ કરાવી.

પોપટના પાંજરા સામે રોજ રોજ એક કાબર આવીને બેસે ને પોપટના પાંજરાની અદેખાઈ કરે. તે મનમાં મનમાં બોલે – મારે આવું પાંજરું હોય તો કેવું સારું!

# અદેખી કાબર

એક વાર પોપટનું પાંજરું ઉઘાડું રહી ગયેલું અને પોપટ ઊડી ગયેલો. કાબર કહે – લાવ ને હું જ અંદર બેસી જાઉં. કાબર તો બેસી ગઈ.

રાજા તો સવારમાં વહેલો આવ્યો ને પોપટ જાણી હંમેશની પેઠે પઢાવવા લાગ્યો પણ પાંજરામાં તો કાબર હતી, ને એને કાંઈ પોપટ જેમ પઢતાં આવડે નહિ. રાજા કહે – પોપટ પઢતો કેમ નથી? પણ પોપટ હોય તો પઢે ને! રાજા ખિજાયો ને એક લાકડી લાવી પાંજરામાં ઘોંકાવવા લાગ્યો. છેવટે કાબર થાકીને બોલી –

ઘોંકાઘોંકી મા કર રાજા,  
ઘોંકે અમે મરીએ;  
સરવા સાદવાળો તો ઊડી ગયો,  
કહે તો કલબલ કલબલ કરીએ.

રાજા કહે – અરે? આ તો કાબર!

પછી રાજાએ કાબરને લાકડીના બે ઘોંકા મારીને કાઢી મૂકી અને પોપટ આવીને પાછો પાંજરામાં બેસી ગયો●

